# भर्तृहरी नाटकनां गायनो.

કેટલાએક વધારા તથા સુધારાસાથે.






મુંબાઈ:

સુબોધપ્રકાશ પ્રેસમાં છાપ્યાં.

સને ૧૮૮૯

કીમ્મત દોઢ આનો.

3६५७०

# भर्तृहरी नाटकनां गायनो.

## ઇશ્વર સ્તુતિ.

રાગ કલ્યાણ.

સુમતિ ભરો, વિઘ્ન સૌ હરો, કીધુ કૃત્ય ભર્તભ્રામ, સાહાયતા કરો
નીતિ રહે અનીતિ ટળી વળી, શુર થકી ભરપુર;
ક્ષત્રિ બાલકો સમજી ધર્મો, રે અભિમાને ચુર—સુમતિ.
સુખ થકીને સંપ થકી ત્યાં, સદા વસેજ બધાય;
વિવેક સદ્‌વિચારમાં, રે રૈયતને રાય—સુમતિ.
વેશમાં ભજાવીએ, જે રંકને નરેશ;
દોષ કરી દુર હોંશ ધરીને, ટાળોને નિજ ક્લેશ—સુમતિ.

રાગ બરવાનો ઠુમ્રી.

આજ ચાલો ખેલ ભાળો ભર્તૃહરી રાજનો.
બતાવીએ સ્વભાવ અમેરે એ મહારાજનો—ટેક.
દુરગુણીની રીતીને કપટીનાં કાજનો,
પીંગળા પોગળ દેખો વ્યભિચારી સાજનો—આજ.
અવિચારી કૃત્ય કરી બદલો લ્યો દાજનો,
વીચારો પહેલેથી આવે છેડો નહી લાજનો—આજ.

નટી— માધુબન સ્યામ—એ રાહ.

નારી સારી ચીજ વિચારી પ્રભુએ કીધીરે.
પુરૂષને અમુલ્ય એ ભેટ પ્રેમે દીધીરે—ટેક.

3600



અતી સુશોભીત લલાટ જેનું શશી,
ધન્યતે પુરૂષને જેણુ એ લાગુ લીધીરે—નારી.
સંગતમાં ચડી કુસંગે જે નારી,
તો નહી સ્વામીને તે રહે વાટ સીધીરે—નારી.
ધન્ય તે પુરૂષને હું કહું ખરેખર માનો,
નારી સુવિચારી પતિવ્રતાએ પ્રસિદ્ધીરે—નારી.

**રૂપાંઓ**— નાથ કૈસે ગજકો બંધ છોડાયો એ રાહ.

આરતી તારી ગાઇયે, અખીલેશ્વર આરતી તારી ગાઈયે.
તુજ મહીમાનો પાર ન પામે, મુનીવર મોટા મોરારી;
રટણ તારૂ શુદ્ધ મનથી કરીએ ભવસાગર નહી ભારી—૧.
અકળ કળા તુજ કળી ન શકાએ ગણતર મેળવી સારી,
નારદ તુંબરુ પાર ન પામ્યા માણુસ કોણ બીચારી—૨.
વિવિધ પ્રકારે ખેલ રચ્યો તેં સેવકને સરદારી,
તારણ મારણ હાથ છે તારે, શું વદીએ એ ઉચારી—૩.

**પાંગળા**—( કેટલુંક ભાષણ થયા પછી દાસીને કહે છે )

### ગજલ.

### ( ઈન્દ્રસભામાં ગવાતી ઢબની. )

સ્ત્રી ચરિત્ર પાસ પુરૂષ દાસ છે ખરે.
હાવ ભાવને કટાક્ષ જોઇ તે મરે;
મંદ હાસ્ય મંદ ગતી મંદ નેત્ર બાણ,
આટલું બસ છે તેઓનો વાળવાને ઘાણ;
બાહાદુર પહેલવાન કરે લડત વિષ શુર,
એક બાણ નેત્રનું કરે તેનેજ સુર.

## આર્યા.

હે દાસી સુણુ શાણી નૃપ જ્યારે અહીં આવે મુજ પાસે,
કપટી વાહાલ કરીને પવિત્ર છું એમ રાખુ વિશ્વાસે.

દાસી— (કેટલુક ભાષણુ સામસામુ થયા પછી)

## ગજલ.

### ( ઉપરની ઢબ. )

વખાણુ શું ? કરૂં તમારા આ જીભે ન થાય,
બાગ આ ખીલ્યો વસન્તે વેલનો જણાય;
કંચનની કાય બાઈ નેત્ર મૃગ સમાન,
લલાટ છે શશિ સમાન મુંખ જાણે ભાણુ;
નથી નથી નથી રે તું સમાન કો નથી,
રૂપમાં ભલે કહે કો કામની રતી;
ચાલ તાલ સાથ વાહાલ ખ્યાલમાં રમો,
નૃપતીનાંજ ધન્ય ભાગ્ય જ્યા તમો ભમો.

પીંગલા— ચાલ ( શીદ અકળાયે બેની.)

વસો પાસ પ્રાણુધાર, પાસ પ્રાણુધાર,
હું છું તમારી દાસી વસો ખાસ પ્રાણુધાર;
જાઓ છો જે વાર તજી, અહીં મુને સરદાર,
ખાન પાન સર્વ મુને લાગે છે અકાર.
આવું સાથ પુરૂષના વેશથી સરકાર,
પણુ એ રીત વિરુદ્ધ સમ—જો વાલા ભરથાર;
એકમાં જો એક મલી જાતું હોય આધાર,
તોમલી જાઉ પણુ સ્વામિ તેથી એ લાચાર;

ચંદ્રને ચકોર દીપ પતંગ સાથે પ્યાર,
મોરને ધન તેમ તમથી છે મને દીલદાર;
હવે જો મારાથી રેશો દુર તો નીરધાર,
પ્રાણ મારા તજતાં વાલા નહી લગાડું વાર.

સારંગ.

સ્વામિ ઘરનાં ભોગ વીલાસ, જલત બદન તબ કરત જુદાઇ
લાઇ અન ધન તન દુખદાઇ—ટેક.
છાંડ સભામે જબ જાતે તો, તડપ તડપ જીયા જાત હમારે,
જાનો ચતુર સુજાન પીયારે (૨) નીસદીન પલછીન મએ હોત ઉદાસ.

ભર્તૃહરી—રાગ—સોહાનો—કાહાન્ડો.

જુદાઇ નથી તું સમજ પ્રાણ પ્યારી,તુજને જોયાથી માનું સુખભારી
વદન સુશોભીત લલીત આ તારૂં, અતી સુખકારક છે મનેનારી;
વક્રકટાક્ષે વળી મંદહાસ્યે, શરણ રહ્યો છું સદા વશ તારી,
ત્રણસો સાઠ કરી દુર રાણી, તોપણ એમ કહેકાં વિચારી-
ભર્તૃહરી— (સ્વગત)

રાગ બરવા-ઠુમરી.

કાંજનમ્યો જગમાં નર નાહક, કામ શૃંગારન સ્નેહે પીધોતે,
મૃગનેણીને ચુમન લીધુનહેતે, જીવિત ફેરો વ્યર્થ કીધો તે,
સાથ ભ્રમ્યો નરમ્યો સ્ત્રીસંગે,પુરૂષ જનમ નહી લાવો લીધો તે.

રાગ ઝીંઝોટી.

સમાગમ સબસે અલગ હએ પ્રીયાકા.
શ્રમ રતિસંગે આનંદ અંગે, સુખયે બોહોત જીવાકા,
સરસ છરસ સબયેહી સમાએ, ભોગયે સુખ પીયાકા.

**શીખરણી વૃત.**

રમુજી આનંદી, સરસ સ્વભાવે સંગજ રહે,
ભરેલી મદમાતી સ્તનપર સઘળે ચંદન કરે;
ખરે એવી નારી નૃપતી ઘરને શોભીત કરે,
વિનોદે આનંદે, નૃપતિ મનને શાંન્તજ કરે.

**પીંગલા—** (દાસી પ્રત્યે) **ગજલ.**

**ઈન્દ્ર સભામાં ગવાતી ઢબની.**

લાવ અશ્વ પાળ એની જા હવે આવાર,
આવ પાછી જલ્દ થયો કામનો વિકાર;
એ થકી આનંદ પામે મન આ નિરધાર,
પ્રાણ પ્યારો એ છે મારો ખરે જીવન હાર.

દાસી—જાતનો છે તરક એ ઘટે નહી સરદાર,
પવિત્ર સ્વામિ આપનો છે તેપર રાખો પ્યાર;
નીચનીજ યારીમાં—ન સાર છે લગાર,
જ્ઞાનિ બાઈ આપ છો તે સમજો સહુસાર.

**પીંગલા**—ધર્મ તારો ચુકમાં તું કરી જો વિચાર,
જાન આ કુરબાન એવો અશ્વપાળ યાર;
અન્ય વાતે મુર્ખ પુર્ણ કામનો શૃંગાર,
સુખ મલે એનાથી નહી નાથમાં લગાર.

**દાસી**—પતિવ્રતાનો ધર્મ તજી કાંરમો છો જાર,
સ્વામિ આપનો જે છે તે આપનો આધાર
કૃત્ય સઉ આપનાં એ જાણશે જેધાર,
કુળ મારૂ ખોદી તમોને મારશે તેવાર.

## રાગ સીંયાનો કાહાન્ડો.

નગર વિચાર્યું વદે શું એ દાસી, પ્રીત કરી મેં તુજપર ખાસી
જુદાઈ નથી તુંથી સાફ કહ્યું મેં; લાવ મારો તું એ મદન વીલાસી.
નાજો કહી મને કરશે ઉદાસી, જનમ સુધી હું રાખીસ ઉદાસી—

### ગજલ.

દાસી— (ઈન્દ્રસભામાં ગવાતી ઢબની.)

આજ્ઞા શીર છે માહરે કોપ કરોમાં બાઇ,
મુર્ખ સંગાથે પ્રિતડી દેહ વિષે દુઃખદાઈ;
માલવ પતિ એરાજમાં જ્યાં વસી રહે ચતુરાઈ
હે શાણી તે તજી કરી અન વિષે કાં ધાઈ.

પીંગળા. ( કેટલુંક ભાષણુ થયા પછી દાસી તેડવા જાય છે ત્યારે.)

### રાગ બીહાગ ગજલ.

તેડવાને જાય છે તું મારો અશ્વ પાલ,
આવશે નહી એમ તુંથી એ ખરે તત્કાળ;
ખાવાની જો વાત કરી ભોજન કેરો થાળ,
આવશે એ લાલચે મળશે જો એવી ભાળ.

દાસી.—શીખવોમાં બાઇ છઉં આપનું હું દીલ,
જાણું સૌ જુગ્તિ પછી નહી કરૂં હું ઢીલ;
સોગત મને છે આપની નહી બોલવે બખીલ,
લાવીશ ખચીત બાઈ રાખો ધીરજની સીલ.

દાસી— (અશ્વ પાલને તેડવા જાય છે ત્યારે રસ્તામાં વિચાર કરતી જાય છે.

### રાગ આશા ગોડી.

મદન વ્યથા પ્રભુ ભારી આહા ઈશ મદન વ્યથા પ્રભુ ભારી
જગપતિરાજ નૃપતિએ ભારે, એ પર નહી પ્રિત સારી—આહા.

ત્રણુસે મુકી ચાહે આને તોપણુ આ અશ્વ પાળની પ્યારી–આહા.
ફૂટ પડજો ઓ રાણી તું પર—દુષ્ટ બની તું વિકારી–આહા.
( શાંન્તિરામ રાજાને અમર ફળ આપવા આવે છે ત્યારે આશીર્વાદ આપતો આવે છે. )

ત્રોટક.

નૃપતિવર માલવ દેશ તણા, સુખ પામો અતીશે દીન ઘણા,
અખંડિતરાજ તમારૂ રહો આશિશ મુજ આ ફળિ ભૂત રહો;
ધનવાન બનો બહુ પુત્ર વળી આ રાજ તમારૂં રેન ઢળી,
પ્રજાનું કરો નિત પાલનરે નીતિ ન્યાય સદા તુજ સંગ રહે.

ભર્તૃહરી— ( રાણીને અમર ફળ આપતી વખતે )

રાગ.–ઝીંઝોટી જંગલો.

( પનીયાં મંએ કયેસેં તો ભરૂં છોટી નણુદીયાં—એ ચાલ.)

ફળ તું જોને વાલીરે–મલ્યુ વિપ્રથી–ટેક.
સ્નેહ કરી તું ખા મુજ પ્યારી-મૃત્યુથી રે નીરાલી રે–મલ્યું.
જે ખાયે હો નરકે નારી અમર એ ભાગ્યશાલી રે–મલ્યું.

પીંગલા— નટકેદાર.

ધન્ય ધન્ય પીયુ મારારે આરોગો આપ સ્નેહેથી વાલા,
અમર આરોગી અમર થઇ ભોગી તખ્તે બીરાજો વાલા;
નાર અમર થઈ શું કરે સ્વામિ કરૂં હું કાલાંવાલા.

ભર્તૃહરી—રાગ ગોડીઆશા.

પ્રીતિ જડીમે તાંરાથી પ્રીયા મારીપ્રીતિ જડી છે તારાથી,
ક્ષણુ નવ દેખું તુંને મુજ વાહાલી જીવાય રે નહી મારાથી—પ્રીયા.
વિયોગે દુ:ખી સંયોગે સુખી હું રહું પ્રેમના એ ધારાથી—પ્રીયા.
થઇને અમર આપ્ય સુખ પ્રાણુપ્યારી સમજી તું જા આપ્યારાથી–પ્રીયા

પીંગલા— (રાજા ફળ આપી જાય છે ત્યાર પછી સ્વગત).

રાગ દેસ.

પ્યારો પ્રાણ જે, છે છબીલો રૂડો સારો. આપું ફળ તેને નિશ્ચે,
છેલ છબીલો અમર થઇ જશે મળશે સુખ ભોગ પ્યાર—પ્યારો.
પગ જાય અણુ દીઠે વાલાને ઉઠે અંગમાં અંગાર—પ્યારો.
(પીંગલાના કહેવાથી ભર્તૃહરી પોતાના ભાઈ વિક્રમાદીતને દેશની-
કાલ કરે છે ત્યારે વિક્રમાદીત બોલે છે,

વિક્રમાદિત્ય-- માલીની છંદ.

નહી નહી નહી કોદી આમ વિચાર આણ્યો,
નહી નહી નહી ભ્રાતા મે વ્યભિચાર જાણ્યો;
અરે અરે આજે હું અજાએબ થાઊં,
વચન તમારાં આ થકી હું દુખાઊં.

ગજલ ( ઈન્દ્રસભાની ઢબની. )
(તુમને મેરી લાશકી મટ્ટી ખરાબકી).

સમજુ વિવેકી ભ્રાત બોલો કાં ન વિચારી,
કહો મુરબી આપ આમ શી ગતિ મારી
પીંગળાના પતિ જાણો રીત સઉ મારી,
તે છતાં વદો છો આમ શી ગતિ મારી.
સમુદ્રે પ્રભુ હજુ સુધી માઝાન વિહારી,
અગ્નિ શિખરે ગઈ નથી જળની જસવારી;
અંધકાર કહો સુર્ય વિષ વાત ન સારી,
સિંહ તૃણ ન સુંઘે જાય કહીં ભૂખથી હારી;
શું ? હંસ ચાલ છોડે ગ્રહી કાગની કારી,
સંત દીલથી દયા મુકે ન વિસારી;
પૂર્વે પાલટિ ન સુર્ય પશ્ચિમે જારી,

ન કાષ્ટ ડુબે રે સમુદ્રે આપને તારી;
નથી ગયો વત્સલ પ્રેમ માતનો ભારી.
કયા થકી થઓ વિચાર આપ વિકારી.

ભર્તૃહરી— (વિક્રમપ્રત્યે) ક્ષત્રી કલંક કેમ લેશેરે——એ રાહ.
હવે છોડ સૌ આ તકરાર—દુષ્ટ તું નહી ભાઇ મારોરે-ટેક.
તુંને જોઇને બળુ છું આ વાર—દુષ્ટ તું.
નીતિ રીતિ તણો ઢોંગ ધરાર—દુષ્ટ તું.
કહ્યો પ્યારીએ મને સૌ સાર—દુષ્ટ તું.
માત કહીને ચાહ્યો તે વ્યભિચાર—દુષ્ટ તું.
ધીક: ધીક: તુજ આ અવતાર—દુષ્ટ તું.
કાં તું મુવો નહી જનમતાં વાર—દુષ્ટ તું.
જ્યારે સમજ્યો ન સાર અસાર—દુષ્ટ તું.
મારી નાખું તો એ વળે ન કરાર—દુષ્ટ તું.
દેશવટો દઉં તુને નિરધાર—દુષ્ટ તું.

લાવણી.

( અલબીચ મોબત તોડી બે દરદી દીવાના——એ ચાલ )

ભાઈ ભર્તૃહરી તમે વિચારી, કોપ કરો હું પર,
નહી અપરાધી ( ૨ ) દાસ છઉં હું તો કીંકર;
પિતા તુલ્ય છો ( ૨ ) તજુ નહી નીતિ રીતિ,
માત સમજુ તમ પત્નિ કેમ વરૂં કહો અનીતિ;
વચનબાણુ ન મારો ( ૨ ) મારો ગુન્હ ન મારો,
પસ્તાસો પાછળથી ભ્રાતા, માટે વિચારો;
ધર્મ પાંડવનો ( ૨ ) લક્ષમણુને જ્યમ રામ સાથ,
તેમ સરસ મુજ ભક્તિ સમજુ શું ભરો બાથ;

સેવાલાયક આપ ( ૨ ) પુજુ છું મુજ મનથી,
છો બ્રહ્મનાસમ કયમ તગો ધાયા વિષય ભોગ તનથી;
નિશ્ચે હું જાણું ( ૨ ) ઇજ્જેણીમાં હવેથી ન રહું,
કુખ લજાણી માતની જો હવે રહેવાનું કહું;
ભૂલ્યા ભામામા ( ૨ ) ભારે ભભકાની સાથ,
છેવટ ફળ દેખાંડશે સ્રીચરિત્ર પરતાપ.

ગુણસુંદરી—વારાંગનાને અશ્વપાળ ફળ આપી જાય છે.
ત્યારબાદ ગુણસુંદરી દાસી સાથે વીચાર કરે છે)

ગુણસુંદરી— રાગ ખમાજ.

( ડોલેરે જોબન મદમાતી ગુજરીયાં——એ ચાલ)

આરે અમર ફળ આવ્યું તેનું શું કરવું નહી સુજેરે,
ખાવું કે રાજાને દેવું એ માટે મન મુંઝેરે—ટેક.
શું કરવું છે અમર થઈ માહારે આ અવતારે આવીરે,
સુખ તણી મમતા જે જીવું હું દે પ્રભુ મુજને સમાવીરે;
અમર થઈને અમર નીચ ધંધો શું કરવો છે મારેરે,
રાજા થાએ અમર એ સારૂં દઊં ફળ આ નિરધારેરે.

( રાજાની પાસે અમર ફળ આવે છે તે જોઈને)

ભર્તૃહરી—સ્વગત.

ગીતી.

પ્યારીની પાસેથી આ ફળ કયમ કરી ગયું હું મુંઝાઊં,
ગુણિકા પાસે કયાંથી આવ્યુ સમજું નહીને અકળાવું.

ભર્તૃહરી— ( રાણીનું કપટ જણાયા પછી કહે છે )

નારાયણ નરસીંહ નરોતમ પુરશોતમકો——એ રાહ
ધ્યાન ધરૂં જેનું હું નીરંતર તે મુજથી અંતર રમેછે.

ભામની ભોળી ભલી નહી ભાળો ભવમાં ભમસોભારેરે
નારી નરસી નકી નિશ્ચે કામ થવે લાચારેરે—ધ્યાન.
નારી નરસી નકી નિશ્ચે, સરસી નહી તે થાશેરે;
ધીઃક કહું તે નરને હું તો, અંગારે જે ફસાસેરે;
કામ વિષયના સુખમાં તે તો, મસ્ત બનીને રેશેરે;
તે નરતો ગડથલુજ ખાસે. મારી નારી કેશેરે;
નહી અબળા એ સબળા માનો નરની ઘાતક પુરીરે;
ભંભેરી ભુલાવે નાંખે, કપટે નહી અધુરીરે.

ભર્તૃહરી— ગજલ.

કએસા દગા દીયા તુને કમજાત પીંગળા,
દીયા ભાઇ જેસે ભાઇકો નીકાલ પીંગલા;
ઈમાનસે રહામે વો ઈમાન સે ગઇ,
જન્મપે મેરે દીયા દુશનામ પીંગલા;
કપટસે કહે હમકો પીયા આવ પીયા આવ,
ફેર કરતી અએસા જાર વ્યભીચાર પીંગલા;
નિરદોષ મેરા ભાઈ મેરે રાજસે ગયા,
તેરે કામસે ભયા બહોત બદનામ પીંગલા.

માલીની છંદ.

સત સત તારી વિક્રમા બંધુ વાણી,
સરસ સરસ જાણી આજ તે મેં વખાણી;
વગર સમજથી હાય કાઢયોમે ભાઈ,
અરર ભરથરી હાય ભુલ્યો કસાઇ.

ભર્તૃહરી— (પોતાના મનમાં પશ્ચાતાપ કરે છે.)

### રાગ કાલીંગડો.

ઓયકો ધીઃક ધીઃક કયો નહી કેવે
અબ નામ કયો ઉનકો લેવે—ઓયકો.
ભોગ કીનો રંગ ભોગ રમાકે,
જોગ યે તનકો દેવે—ઓયકો.
દુઃખ સાગર સંસાર ભયો મન,
કાહાં તહી દુઃખ સેવે—ઓયકો.

### રાગ ઝીંઝોટી.

છોડદે માન ગુમાન ગુમાન સુન યે બાતમોરી—ટેક.
રાજ પાટમે ફસકે પ્યારે કયું કરતા અભિમાન—સુન.
નારી પ્યારી ખારી સમજ તું મતબન તુંનાદાન—સુન.
છાંડ જગતકી જુઠી માયા, કયું હે તા બદનામ—સુન.
ઉપરકી સબ ખુબ બની હએ ભીતર ટોલ દમામ--સુન.
છોડ સગી યે ચલ જંગલમે સ્મરલે સાંઇ નામ—સુન.
કયું સોતા હએ નીંદમે પ્યારે આ જાહો આસાન—સુન.
(ભર્તૃહરી રાજનો ત્યાગ કરી જંગલમાં જાય છે ત્યારે પ્રધાન બોલેછે.)

### ગજલ.

પ્રધાન—જાને હો જોગી બનકે રાજા હમ કહાં જાવે,
આપ છોડકે જાવેં તો હમ ખાખ ખાકે સોજાવે;
પ્યાર બોહોત દીલમે બિયોગ દુઃખસે સોસાવે,
બીન આપકે રૈયત સબિ દીલગીર હોજાવે;
સબિ રાણી હએ ઉદાસ આપ ઉનકો સમજાવે,
સબિ હોગએ બેચેન આહાતે દીલસે સમજાવે;
મત જાઓ હે માહારાજ હમ સંગાથ હોજાવે.

ભર્તૃહરી— રાગસદર

રાજ યે જલ જાય સખિ દુનિયા ભી જલ જાવે,
હમ જાને હમે જંગલમે જહાં ભેખ લે જાવે;
થુડી હમે ઔરત જાતકો કયું ઉનકો સમજાવે,
મત હોના ઉસકા પાસ બેહેતર બીખ પીજાવે;
સમાલો રાજ નીતિસે ઇતનાહી કહે જાવે.

## પીંગળા—લલીત છંદ.

પ્રાણનાથરે હું અનાથરે નિર્પિત્ર કર્મથી હુંયું નાથરે,
શીયળ ભાંગીયુ પાપ માગીયું સુખ પરેં ખરે ખડક રાખીયું;
વિક્રમજીઆરે ક્યા હશો ખરે કુમતિ હું થઈ કીધો દવેશરે,
અરરર તું સુખી બહુ થપો દુઃખી થઈશરે હજુ હાય ક્યાંસુધી;
સુરજ આંથ મે આહી આસમે માળવા સૌ ધાનનાં જમે,
થઇ ઉજેડીરે આ ઉજેનીરે શું દશા થશે હાય તે નીરે;
પાપમાં પડી કાંતં પ્રભુઘડી કાં નહી મુને મારી માવડી,
ડાગ મેં દાધો કેરરે કીધો વિખનો પ્યાલો મેં હાથથી પીધો;
ક્યાં હવે ફરૂં ક્યાં હવે મરૂં વગર મોત હું જીવી શું કરૂં

દાસી— લલિત.

શાન્ત બાઈથા કાંઇક ડાહીથા કલેશ છોડી ને તું મનાઈજા,
પુળ પેહેલથી પાળસેલથી ખોધી નહિ પછી શું છે કલેશથી;
કામ પાપ જે દુઃખ અમાપ છે શીયળને ખરે ઝવાળતાપ છે,
જોગીને જતી જ્ઞાનીઓ અતી ફરી ગયા થઇ કામની મતી,
શું ખી સાતમાં અબળ જાત જ્યા રડી પછી તમે થાઓ ખ્વારકા,
લેખ નહી ચુકે ભાવિનાં મુકે સત્યવાદી તે સાચવે દુઃખેં,
આગગથાં કીધી વાતના સિદ્ધી શું વળે પીડા દેહને દીધી.

પીંગલા— ( સૌમિત્રી શોચનો ત્યાગ કરો હવેરે--એ રાગ. )

અંગાદમાં અંગારે ભમાવિ દીધી હાય,
અંગારથી અગારે ગમાવિ નીત્તિ હાય—ટેક,
દામણી એરીંગ કાપ નવ શેરો હાર;
તુળસી ઝરમર પાટી સાંકળી આ સાર—અંગાર
બંગડી સાંકળાં સેડા વીંટી ઉડી જાઓ,
કાજળ ચંદન કુંકું આગે બળી જાઓ--અંગાર
અતલસ ચોળી કમખા સાડી જરીયાન,
રેશમી શાળુ ઘાઘરા બળજો નિદાન—અંગાર.
રૂપમાં ને યૌવયનમાં મુકાજો અંગાર,
ચક્ષુ ફુટી જાજો મારાં મુખને ધીઃકાર—અંગાર.
લાવો સ્વેત વસ્ત્ર ધરૂં પ્રિત પ્રભુ સંગ,
ભંગ થાઉ પાછલથી પેહેલ થાઉ ભંગ—અંગાર.

દાસી— ચાલ સદર.

મુકો આ જંજાળ આળ પંપાળ એ બાઈ.
પ્રભુ પદ પામવા વીચારો સરસાઈ—મુકો.
ભક્તિ શુદ્ધ બુદ્ધિથી પ્રભુની કરશો,
ખરેખર ભવ પાર તમો તરશો—મુકો.
ધર્યો જુવો માહારાજે આ ભેખ જાગનો,
મુકી દાધો અભિલાષ રંગ ભોગનો--મુકો.

(ભતૃહરી ગોરખ પાસે ભેખ લેવા જાય છે અને ત્યા જોગીયો ગાયછે)

જોગીયો. લાવણી.

" ધરો નીરંજન ધ્યાન, નાથ તુમ ધરો નીરંજન ધ્યાન.—ટેક. "
સદા તુમ ભણો ભેખ કે જ્ઞાન રટો તુમ ગુરૂ મંચ્છદર નામ—ના.
ફકડ તુમ કરો બુંટીયાં પાન સમાધી સુખકી લેની સાન—ના.

## લાવણી.

ભર્તૃહરી (નીચેની લાવણી બોલતો રાણી પાસે આવે છે.)

(સુકરીત કરના હોય સો કર લે કો જાણે કલકી)--એ રાગ.

"દેખા નહી કછુ સાર, જગતમે દેખા નહી કછુ સાર";

મોહ વીશે મત લપટો યારો, દેખા નહી કછુ સાર—ટેક.
ચૌદ ચોકડી રાજ ભીસે પન ત્રશ્નાકા નહી પાર;
ભોગ ભોગ તેં ઇન્દ્ર અપસરા ત્રપ્તી નહી લગાર.
ત્રપ્તી નહી લગાર—જગતમે.
જુઠા રંગ રૂપમે ભુલી ક્રીડા કરત ગમાર.
રૂપ વીર્ય બલ નાશ હુવા તબ નહી હુએ અપની નાર.
નહી હુએ અપની નાર—જગતમે.
પ્યારી મેરી જાની પીંગલા હુબ રહા એક તાર.
તોબી કીયા કૃતઘ્ની રાની અશ્વપાલ કુ યાર.
અશ્વપાલ કુ યાર—જગતમે.
અલ્પ બખ્તકા યેહી તમાશા દુઃખ હુએ અપરંપાર.
બેશક ઇસકા ત્યાગ કરો તુમ ફેર પરતાનાં યાર.
ફેર પરતાનાં યાર—જગતમે.
યેહી ભરથરી નાર ભરૂસે ભૂલી હુવા ખુવાર.
એહી ભેખસે જગત શીખ દઊ નવ ડુબો સંસાર.
નવ ડુબો સંસાર—જગતમે.
મૈયા ભીક્ષા દે દે.

(ભર્તુહરી ભેખ ધારણ કરી રાણીયો પાસે ભીક્ષા લેવા આવે છે.
તે દરમીયાનમાં દાસી આવી વીનતી કરે છે).

### ચાલ—મરસીયા.

(હાય વોયરે પાનીને ગમકા મચાયા)—એ રાહ.

હાય કેમ આ સહેસુ અંતરનો કળાપો કોને જઇને કેશું આ બળાપોરે.
માળવાનો છો રક્ષણ હાર, સર્વોપરી છો રૂપના ભંડાર.
કરી અંગે ભભુતની શીંગારરે—હાય.
જુવો રૂવે આ કન્યા તમારી, પુત્રિ છે તમોને પ્રાણ થકી પ્યારી.
વીચારો હજુ છે કુંવારીરે—હાય
સૌ શોકમય મહેલમાં દેખાય. ચારે બાજુ ઉદાસી વા વાય.
કહો કેમ હાય અમ થકી રેહવાયરે—હાય.
બાઈ પીંગલાને પાપે બુડાડી, એણે મારી નીજ પાયમાં કુંવાડી.
નાંખો બીજાને કાં તમે ઉડાડોરે—હાય.
અમીરી તનમાં ફકીરી ન છાજે જોઈ સેવક જન સૌ લાજે.
હાય અંતર અમારા આ દાઝેરે—હાય.
તુરા કલગી કયાં કહો કરી દુર, રહેલી સાથ સદા આપની હજુર.
આમ જોઈ કાળજ થાયે ચુરરે—હાય.
રાજા આમ નમેરા ન થાઓ, કૃપા કરી અમોને બોલાવો.
રહેમ ખાઇ રાજાજી આમ આવોરે—હાય.
ઝોળી ભગવી નાંખી છે માહારાજ ઘેરૂ વસ્ત્રો ધર્યા છે હે રાજ.
હૈયે હોળી સળગાવી છે આજરે—હાય.
મુખ સુંદર આ ગ્લાનિ પામ્યું છે, સૌ ચીંતા એ સુખડું વામ્યું છે.
તન મનુષ્ય મડુ થઈ જામ્યું છેરે—હાય.

**પીંગલા—**

(રાજા ગુરૂની આજ્ઞાથી રાણી પાસે ભીક્ષા માંગવા જાય છે ત્યારે રાણી બહારથી અલેક એવો શબ્દ સાંભળી રૂદનાલાપથી દાસીને કહે છે.

## રાગ ભોપાલી કલ્યાણ.

દ્વાર ખડો જોગીએ અલક જગાકે—ટેક
નિશ્ચે સ્વામી ભોગિ વિલાસી. આયો માગન ભભૂત લગાકે—દ્વાર.

પીંગલા— સોરઠની ગજલ.

અએસા જુલ્મ સ્વામી કયું કર દીયા દીન નાર મંએ ગમ ખ્વાર હું
જાં બદનને સેવા લીની હએ અબ કયું કર સકેંગે વો સેવા અબ.
હાય કએસે દેખુ મંએ આંખસે પેચશ્મોસે લાચાર હું—અબ.
કફની બદન કી દેખકે ઔર સાથ સબએ ભેખકે,
જલે આતશ દીલમેં બેહાલ હું જાનો દીલસે તુમપે નીસારહું—અ.

## ચાલ ભરથરીની.

( જનુંની જીવોરે ગોપીચંદની—એ રાગ. )

ધીઃક યૌવન ધીઃક રૂપને ધીઃક કામ વિલાસજી,
સત્ય ચુકાવ્યું જેણે મુજને કર્યાં નીચ આચારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
રંક છું રહેમ કરો સ્વામિ છઊં અજ્ઞાન નારજી,
કુળરે ડુબાવ્યું માત તાતનું નહી કરૂં અન્યવારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—પાપણી પાપી પીંગલા બોલે કપટી શું બોલજી,
તુજ કાજ રાજ સઉ તજયું કર્યો મેં તોલજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.
ખોટી તુંને ખોટું રાજ છે ખોટો સંસાર સંગજી,
જોગી થઈ જંગલ વાસો કરૂં છોડુ રંગ પતંગજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.

પીંગલા—

રસોઈ કરૂ સ્વામિનાથજી જમીએ સાથે આધારજી.
ભોજન કરાવું ભાતભાતના ક્ષીર કરીને તૈયારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ઝુપડી બાંધી દઊં જનાનામાં રાખુ ગુપ્ત હું નાથજી,
કોઇરે જાણે નહી જગતમાં રેશુ ભોગની સાથજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

શું કરૂં રાણી હું જનાનામાં કેમ રહું ગુપ્ત રીતથી,
સરસ ભોજનને હું શું કરૂં જોગને ભોગ પ્રીતથી,
ભીક્ષા દેને મૈયા પીંગલા.
જંગલનો જોગી હું હવે નહી ગામમાં વસાયજો,
ઝેર રેલાથી હું અળગો રહું નિશ્ચે રહેથી ફસાયજો;
ભીક્ષા દેને મૈયા.

પીંગલા—

નહી નહી નાથ આવું વદો ના કરો નીરાધારજી,
લઇ વેશ હું પણ સાથે ફરૂં છે તમારો આધારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
જોઉ સ્વામિ જોગી વેશમાં ઝળ ઝળ બળું લાયજી,
મૈયા કહો ન મારા રાજવી ઝાળ નહી એ ઓલાયજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

બસ બસ જાજુ તું બોલમાં, શું કહું મુજ મુખજી.
માજાયો તજ્યો મેં તુજ કારણે, બહુ થાય દીલ દુઃખજી;
રાજને રાણી હવે શું કરૂં.

પીંગલા—

આ અરધ દેહ રહી હવે ઉઠે અંગમાં આગજી
મદને મારી નાંખી જીવથી, નથી બચવાનો લાગજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ભુંડીરે વીધાતા ભુલે ભુલવી, મારી જબરી પછાડજી,

ક્રેમ પાપ મુક્ત થઇ રહું, આપો માગ લગારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ભાઇ મા જાયો લધું વિક્રમ, શુંધ આદીત પ્રતાપજી,
નીચ નીંદાવ્યો નાહકતે, બળુ ઝળ ઝળ તાપજી;
રાજને રાણી હવે હું શું કરૂં.
પીંગળા–માલવ પતી સમજો મન વિષે, અન્ય ત્રણસો છે નારજી,
એકને માટે સઉને નાં તજો, પીંગળાને ધીઃકારજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તુહરી–છોડીદે મોહ સંસારનો, કર સત સંગે મનજી,
સગુરે સંબંધી નથી કોઇનું, ખોટા સરવનો રંગજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.
દેદે મને તુ ભીક્ષા હવે, નહીતો ઘર છોડી જાઉજી,
સ્વામી મારા મનેકો પશે, નહી ખોટી હું થાઉજી;
ભીક્ષા દેજે મૈયા પીંગલા.
નાઓ ગંગા કાંઠે ઘર કરી, જેથી સફળ સંસારજી
ધર્મ નીયમ વ્રત પાળજો, થશે એથી ઉધારજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.
(રાણી ભીક્ષા આપે છે તે લઈ બીજી રાણી પાસે જાય છે.)
મૈયા યશો માલતી ભીક્ષા દે દે.

યશોમાલતી— ચાલ—સીતાજીના મહીના.

ક્યાં ચાલ્યા મારા પ્રાણ આધાર કરી કેહેર વનવિષે.
હું સ્વામી છઉં પતિ વ્રતાનાર બળુ બહુ મન વિષ;
હજુ હું છઉ બાળો વેશ બાળા પ્રાણુનાથજી.
તમો તર છોડોમાં આધાર ગ્રહી મુંજ હાથજી;
કોની આશ ધરી હું નીરાસી મટાડુ કો કંથજી.
પ્રીયા કહીને જે બોલાવનાર ચાલ્યા વન પંથજી.

ભર્તૃહરી— છંદ માલણીનો.

નહીં નહીં તારો દોષ કંઈ છે લગારે.
હર હર દુઃખ ધરમાં મોહમન રાખી પ્યારે;
તજી મુજ આશા નાથનાં કે ઉ ચારે
નહી નહી સ્વામી જોગી ઉભો છે ધ્વારે.
નરતન હારે નારને કેમ ચાઊં,
ફટ ફટ નારી જાત જુતી લગાઊં,
અલખ જગાવી અંગ વિભુતિ લગાવી,
જગત જન છોડી રઉ સમાધી જમાવી.

કમલાક્ષી–મેદી મલકે મેરા તુરકે સીતમ જાદ આયા––એ ચાલ.

ન જાઓ સામ મારા અહીં મુને તર છોડીને.
છઉ સુહાગણનાર વિધવાનાં કરો તમે છોડીને;
વચન કાં વિસરી ગયા, આવું છું હું કહ્યું પ્રીયા,
જોગી સ્વરૂપ ભુપ ધારી આવ્યા કાં સ્નેહ છોડીને.
ના રીબાવો નાં સતાવો નાથ નાં નમેરા થાઓ.
ઝુરી ઝુરી વિ-યોગમાં મરીશ હું જીવ છોડીને.

ભર્તૃહરી. શીખરણી.

વદોનાં એ વાણી મરમ વચનથી મુખ થકી,
અરે તું તો મૈયા ચતુર બનછકાં મન અતી;
મટયો તારો સ્વામી અબધુત જોગી ગુરૂ થકી,
રહુ તેના ચરણે મરણનો મન નહી ભયનકી.

છપ્પો.

મોહ છાંડીને નાર રટણ કર રમણ પતીનું,
શોક ધરી તુ મન વિષય તજ પ્રેમ થકી તું;
લે માળા કરમાય ભજન કર ગુરૂ ચર્ણોનું,
થઇ જાશે ઉદ્ધાર કરજ નહીરે મર્ણોનું.

સફળ કારજ તવ થશે. ધ્યાન ધરીશ ગુરૂરાજનું,
જગત સુખ સ્વપ્ન જેમ સમજ વચન મ્હારાજનું.

રાણી ચંદ્રકળા— **ઇંદ્રસભાની ચાલ.**

(જફાઓ સીતમકી સજાવાર હું-એ રાહ)

ભલે જાવો જંગલવિષે પ્રાણાધાર,
મને મારીને સુખે જાઓ નીરધાર;
સુંદર કાયે શોભે ન જોગી વેશ સાર,
એકાએકનાં છોડો જીવન હાર;
નથી કાંઇ વાંક અમારો આધાર,
છોડો એક કાજે ન નિર્દોશ નાર;
લીયો સાથ જોગણ બનું હું આવાર,
ગ્રહી હાથ નાં છોડો હે સરદાર;
પતિ પ્રાણનાથ વગર મારે માર,
જીવતે જીવતમાં દો અંગે અંગાર.

ભર્તૃહરી— **માલીની છંદ.**

હરહર નિશ્ચે નહી ફરે નહી ફરે રે,
જગત સૌ છોડયું શીદ વાતો કરે રે;
તજતજ વિષની વેલીને કાં વરે રે,
રટણ કરે પ્રેમે સીધ તેથી સરે રે.

(રાણીઓ પાસેથી ભીક્ષા લઇ ભર્તૃહરી જાય છે, દરમીયાનમાં તેની દીકરી રોતી કળકળતી તેને વળગી પડે છે.)

કૃષ્ણાકુમારી-- (જફાઓ સીતમકી-એ રાહ.)

અરે બાપુ આ શું કીધો મન વિચાર,
જોગી વેશ શાને ધર્યો કો આ વાર;
ગઇ માતા સ્વર્ગ તમે જાઓ સાર,
કોની ઓથ ઓર માન મા નીરધાર;
નમેરા ન થાઓ દયાલુ લગાર,

છોરૂં પર રાખો પીતા કંઇ પ્યાર;
લડાવ્યાજી લાડ તમારો આધાર,
બચુ કોણુ કેશે છત્રી નીરાધાર;
કુંવારી પીતા હું હજુ નાનું બાળ,
વરાવી નથી જોગી થ્યા મુકીવાલ;
ન બાપી ન બાપુ કરી જાશોરે,
નહી જીવું હું તો જોગી થાશોરે.

**રાગ ભૈરવી.**

તાતાઓ મારા પ્યારા સુણો દીન પુત્રી છુંજી તમારી,
તજીને પ્યાર ભગવારે કીધાં કોણ પ્રીતે હેતે હો;
પરણાવશે છુંજી કુંવારી પીતા મારા પ્યારા શુણો,
મરી ગઇ છે મા તમારી જાઓ આપ જીવી શકુ કેમ;
હેત બાપુ તમારૂં ભારી પીતા મારા પ્યારા સુણો,
પુત્રીની અરજ ધરો ઉર વિષે સંચરો છો પીતા કંઇ દીશે;
મુજને વિસારી—પીતા મારા પ્યારા સુણો.
( બાદ તમામ પાત્રો મળી સભાની રજા માગે છે. )

**રાગ કલ્યાણ.**

સભા જનો તમો સુધારીયો સમો,
માન આવવાથી ઉપકારી થ્યા અમો;
નહી જ્ઞાની અજ્ઞાની જનજે ભજવે આવો ખેલ,
ભુલ ચુક બધેય ભરેલી ખોડ ખાંમીની રેલ—સભા.
હંસગતી અહી કરો અમારી પરીક્ષા જોનાર;
માફી બક્ષો સાહેબ અમને કરો વધુ ઉપકાર—સભા.
નીતીદર્શક નાટકમંડલી ભજવે આ જે ખેલ,
ફરી પધારો જોવા કાજે હવે પધારો સેલ—સભા.

**સમાપ્ત.**

## જમનાદાસ ભગવાનદાસની કુંપનીએ પ્રગટ કરેલાં પુસ્તકો.

### શાળોપયોગી પુસ્તકો.

| | રૂ.આ.પૈ. |
|---|---|
| સેન્ડફર્ડ મર્ટનના મિનીગ | ૦-૧૨-૦ |
| રૉયલ સ્કુલ પ્રાઇમરના મિનિંગ. | ૦--૪--૦ |
| રૉયલ રીડર નં. ૧લાના મિનિગ. | ૦--૬--૦ |
| રૉયલ રીડર નં. ૨જાના મિનિંગ. | ૦--૮--૦ |
| રૉયલ રીડર નં. ૩જાના મિનિંગ. | ૦-૧૦-૦ |
| રૉયલ રીડર નં. ૪થાના મિનિંગ. | ૦-૧૦-૦ |
| રૉયલ રીડર નં. ૫ માના મિનિંગ. | ૦-૧૨-૦ |
| હાવર્ડકૃત પ્રાઇમરના મિનિંગ | ૦--૪--૦ |
| હાવર્ડકૃત અંગ્રેજી બીજી ચોપડીના મિનિંગ ... ... | ૦--૬--૦ |
| ફારસી આમાદન નામાનો | |

| | રૂ.આ.પૈ. |
|---|---|
| અં૦ ગુ૦ તરજુમો. ... | ૦--૨--૦ |
| શાળોપયોગી કોષ્ટકો ... ... | ૦--૧--૦ |
| ન્યુ રૉયલ નં. ૧ લાના મિનિંગ | ૦--૬--૦ |
| ન્યુ રૉયલ નં. ૨ જાના મિનિંગ | ૦--૮--૦ |
| ન્યુ રૉયલ નં. ૩ જાના મિનિંગ | ૦-૧૧-૦ |
| ન્યુ રૉયલ પ્રાઇમરના મિનિંગ. | ૦--૩--૦ |
| શોર્ટસેન્ટેન્સીસ. ... ... | ૦--૨--૦ |
| બાળમિત્રના મિનિંગ... ... | ૦--૩--૦ |
| બાળ ચિત્ર પોથી ... ... | ૦--૧--૦ |
| Copious notes on Vicar of Wakefield ... | 0-12-0 |

### નાટકનાં પુસ્તકો.

| | |
|---|---|
| ગુલશાને બે બાર ઉર્દૂ તમાશાહાએ પુરબહાર (કે જેની અંદર ૯ ઉરદુ ખેલો, બે જલસા, બંદગીઓ, બન્જારાના ગાયનો, તથા મુજરાઓમાં ગવાતી ૧૫૦ ગજલોનો સંગ્રહ કીધો છે .... .... .... | ૧--૪--૦ |
| ચંદ્રસેનને ચંદ્રપ્રભા નાટક .... | ૦--૬--૦ |
| મંદા દુ:ખદર્શક... .... .... | ૦--૬--૦ |
| છેલ સેલાણી અને વિક્રમચરિત્ર | ૦--૬--૦ |
| તમાશાએ નતિજએ અસ્મત... | ૦--૬--૦ |
| અન્જામે સખાવત .... .... | ૦--૫--૦ |
| ચંદન મલ્યાગરી નાટક. .... | ૦--૪--૦ |
| તમાશાએ ચાંદબી .... .... | ૦--૪--૦ |
| મક્રેઝના (ઉર્દૂ અફસરે ચરતર). | ૦--૪--૦ |
| ગુલશાને બેદાદ (ઉર્દૂ શીરીંફરહાદ) | ૦--૪--૦ |
| તોહફયે દીલકોશા .... .... | ૦--૩--૦ |
| સોબતે અસર ... ... ... | ૦--૩--૦ |
| ચાંપરાજ હાંડાના ગાયનો ... | ૦--૧--૦ |
| નયરંગે ઇશ્ક ... ... ... | ૦--૪--૦ |
| નકશે સુલેમાનીનો ઉરદુ ખેલ. | ૦--૩--૦ |
| નવી ઈંદરસભા ... ... | ૦--૨--૦ |
| ગુલેબકાવલી નવી. ... ... | ૦--૪--૦ |
| અન્જામે સુખન. ... ... | ૦--૩--૦ |

એ સિવાએ દરેક જાતની નાટકની, વારતાઓની, અંગ્રેજી ગુજરાતી, ઉરદુ ચોપડીઓ પણ મળસે. જથ્થાબંધ લેનારને કમીશન ઘણુંજ સારૂં આપવામાં આવશે.

**મેહેતા જમનાદાસ ભગવાનદાસની કુંપની;**
**મૅનેજર—જમનાદાસ ભગવાનદાસ,**
**ઠેકાણું—મુંબઇમધે ભુલેશ્વર આગળ.**